છગનલાલ મોતીરામ શાહ કૃત.

—: સુરત જિલ્લાનો :—

# ભૂગોળ શિક્ષક.

276

કિંમત ૦-૩-૦

પોસ્ટેજ જુદું.

સપ્ટેંબર ૧૯૨૩



છગનલાલ મોતીરામ શાહ.

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા. શાહપોર-સુરત.

સર્વ હક સ્વાધીન.

બુકસેલર:—લલ્લુભાઈ નારણદાસ લીમડાચોક-સુરત.

૮૦૭૭૬

ગુજરાત શાળાપત્રમાં આપેલી સૂચનાને

—: અનુસરી રચેલો :—

# સુરત જિલ્લાનો

# "ભૂગોળ શિક્ષક"


રચનારઃ-છગનલાલ મોતીરામ શાહ.

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.

રચનારનું ઠેકાણું-શાહપોર-સુરત.



સપ્ટેંબર. ] [ સને ૧૯૨૩.

પ્રસિદ્ધ કર્તા-છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર-સુરત.



સર્વ હક સ્વાધીન.



સુધારેલી વધારેલી આવૃત્તિ ૬ઠ્ઠી. પ્રત ૨૧૦૦.

સુરત-ચોટાના પુલપર પાણીની ટાંકી પાસે આવેલા 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યો.

કિંમત ત્રણ આના. પોસ્ટેજ જુદું.

૧૦૭૭૬૫
અમદાવાદ
ગુજરાતી

# "ડિકટેશન શિક્ષક" માટે અભિપ્રાય,

## રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.

**રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ,**

તા. ૨૮-૬-૧૯૧૭ના પત્રમાં લખે છે કેઃ—

'સલામ-તમારા તરફથી અવલોકનાર્થે "ડિકટેશન શિક્ષક" ભાગ ૧-૨ નામનાં બે નાનાં પણ ઉપયોગી પુસ્તકો મળ્યાં. તે જોતાં જણાય છે કે તમારો આ શ્રમ બાળકો, શિક્ષકો અને કેટલેક દરજ્જે લેખકોને પણ અત્યંત ઉપયોગી થઇ પડશે. આ પુસ્તકોનો ઉપયોગ કરવાથી બાળકોને ઘણી ઓછી મહેનતે જોડણીનું સારૂં અને ચોકસ જ્ઞાન થશે. તમોએ વાચનમાળમાંથી ઘણાખરા મુશ્કેલીવાળા શબ્દો તારવ્યા છે, અને તેને વિવિધ રીતે ગોઠવી શિખનાર શિખવનાર ઉભયને સરળતા કરી આપી છે.

વળી સારા કાગળ, મોટા ટાઇપ અને શબ્દોના છુટાપણાને લીધે એ પુસ્તકો આંખને આકર્ષક થાય તેવાં છે.

એકંદરે મારા ધારવા પ્રમાણે તમારાં પુસ્તકો શ્રુતલેખનના શિક્ષણમાં મદદગાર થઇ પડશે, તેથી કેળવણીની દૃષ્ટિએ જોતાં તેને ટેકસ્ટ બુકસ તરીકે સ્વીકારી શકાય તેવાં છે." એજ.

## ☞ "ડિકટેશન શિક્ષક"માં શું શું છે ?

૧] પાઠવાર અઘરા શબ્દો.

૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો.

૩] કઠિન મળતા શબ્દોની તારવણી.

૪] જોડાક્ષર. ૫] મળતા જોડાક્ષર.

૬] પરીક્ષાના ડિકટેશનમાં આવનાર શબ્દો.

# ગુજરાતની સામાન્ય ભૂગોળની
## પ્રશ્નોત્તરમાળા વિષે.

**શ્રીયુત ભાઈચંદ પુંજાદાસ શાહ,**

**સાદરા તાલુકા સ્કૂલના હેડમાસ્તર સાહેબ.**

**મહીકાંઠા એજન્સિની ભૂગોળ વગેરેના કર્તા.**

પોતાના તા. ૧૫-૭-૧૫ના પત્રમાં લખે છે કેઃ—

"ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ગુજરાતની ભૂગોળ શીખવા તથા શીખવવા માટે શિષ્ય શિક્ષક બંનેને આ પુસ્તક સાધન રૂપ છે, અને તે બંનેને ઉપયોગી છે, શિક્ષકને નોંધ કાઢવાની મહેનત બચે છે, અને વિદ્યાર્થીને શિક્ષકની મદદ વિના ભૂગોળનું જ્ઞાન મળી શકે તેમ છે. એકંદરે આપનો પ્રયાસ જનસમુહને ઘણો આદરણીય અને ઉપયોગી થઈ પડવાનો છે." કિંમત ત્રણ આના.

---

ત્રીજી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ત્રણ આના

**કર્તા—છગનલાલ મોતીરામ શાહ.** શાહપોર-સુરત.

# સુરત જિલ્લાના "ભૂગોળ શિક્ષક"

## અનુક્રમણિકા.

૧) જિલ્લાનું સામાન્ય વર્ણન. ૨) ઇતિહાસ. ૩) સીમા. ૪) વિસ્તાર ૫) ભાગ. ૬) ઉંચાણ ૭) ડુંગર ૮) ખનીજ. ૯) નદીઓ. ૧૦) ખાડીઓ. ૧૧) જંગલો. ૧૨) વરસાદ. ૧૩) આબોહવા. ૧૪) વનસ્પતિ. ૧૫) જનાવરો. ૧૬) વસ્તી. ૧૭) ધર્મ. ૧૮) ભાષા. ૧૯) ધંધો. ૨૦) હુન્નર. ૨૧) જમીન. ૨૨) ખેતીની પેદાશ. ૨૩) નિકાસ. ૨૪) આયાત ૨૫) વ્યવહારનાં માર્ગો. ૨૬) રેલવે. ૨૭) જંકશન. ૨૮) પાકી સડક. ૨૯) બંદરો. ૩૦) જાત્રાનાં ઠેકાણાં. ૩૧) હવા ખાવાની જગ્યા. ૩૨) પ્રખ્યાત સ્થળો. ૩૩) રાજરીતિ. ૩૪) રાજકીય વિભાગો. ચોર્યાસી; ઓરપાડ; માંડવી; બારડોલી; જલાલપોર; ચીખલી; વલસાડ અને પારડી તાલુકાનું સવિસ્તર વર્ણન. સુરત એજન્સિના સચીન, વાંસદા, ધરમપુર અને ડાંગના રાજ્યનું વર્ણન. પુનરાવર્તનના પરીક્ષક પ્રશ્નો.

**મહેરબાન કાઠિઆવાડના એજંટ ટુ ધ ગવર્નર સાહેબ બહાદુરે હુકમ નં. ૪૧૭૧ તા. ૨૬-૭-૧૫થી**

**→ સુરત જિલ્લાનો ←**



**"ભૂગોળ શિક્ષક" ત્રણ આના.**

**એજન્સિની સર્વ સ્કુલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યો છે.**

# સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક"

## સામાન્ય વર્ણન

છોકરાંઓ બીજા ધોરણમાં પોતાના તાલુકાની ભૂગોળ શીખી ગયા છે. નજીકના બધા મળી આઠ તાલુકા છે. **ચોર્યાસી** તાલુકાની ઉત્તરમાં જઇએ તો **ઓરપાડ** તાલુકો આવે. ઓરપાડ તાલુકાની પૂર્વમાં ગાયકવાડનું રાજ્ય આવેલું છે, તે મૂકીને પૂર્વમાં જઇએ તો **માંડવી** તાલુકો આવે. માંડવી તાલુકાની દક્ષિણમાં **બારડોલી** તાલુકો આવેલો છે. ચોર્યાસી તાલુકાની દક્ષિણમાં ગાયકવાડનું રાજ્ય આવેલું છે, તે મૂકીને દક્ષિણ જઇએ તો **જલાલપોર** તાલુકો આવે. જલાલપોર તાલુકાની દક્ષિણમાં **વલસાડ** અને **ચીખલી** તાલુકા આવેલા છે. વલસાડ તાલુકાની દક્ષિણમાં **પારડી** તાલુકો આવેલો છે. ચોર્યાસી તાલુકાના ઉપરી જેમ મામલતદાર છે, તેમ આ બધા તાલુકાના ઉપરી પણ મામલતદાર છે. એ બધા મામલતદારોના ઉપરી કલેકટર સાહેબ છે તે સુરતમાં રહે છે.

આ આઠ તાલુકા ઉપરાંત તેમની પાડોશમાં દેશી રાજ્યો આવેલાં છે. ચીખલી તાલુકાનીપૂર્વમાં **વાંસદાનું સંસ્થાન** છે, અને વલસાડ તાલુકાની પૂર્વમાં **ધરમપુરનું રાજ્ય** આવેલું છે. વાંસદા સંસ્થાનની પૂર્વમાં **ડાંગનું રાજ્ય** આવેલું છે. અને ચોર્યાસી તાલુકામાં **સચીનનું રાજ્ય** આવેલું છે. એ ચારે નાનાં દેશી રાજ્યોના સમૂહપર દેખદેખ રાખવાને સરકાર તરફથી * **પોલિટિકલ એજંટ** રહે છે તેમના

* દેશી રાજ્યોપર દેખરેખ રાખનાર સરકાર તરફનો અમલદાર

તાબાના મુલકને સુરત +એજન્સિ કહે છે. આ એજન્સિના પોલિટિકલ એજન્ટ સુરત જિલ્લાના કલેક્ટર સાહેબ છે.

કલેક્ટર સાહેબના તાબાના મુલકને ×"જિલ્લો" કહે છે. આ જિલ્લાનું નામ સુરત શહેર પરથી સુરત જિલ્લો પડયું છે.

ચોર્યાસી તાલુકાની દક્ષિણ અને પૂર્વમાં, ઓરપાડ તાલુકાની પૂર્વમાં, માંડવી અને બારડોલી તાલુકાની પૂર્વમાં અને ચીખલી તાલુકાના વાયવ્ય કોણમાં ગાયકવાડી રાજ્ય આવેલું છે; પણ તે સુરત જિલ્લાના કલેકટર સાહેબને તાબે નથી.

**ઇતિહાસ:**—ઉત્તરે કીમ નદીથી દક્ષિણે દમણગંગા નદી, અને પશ્ચિમે અરબી સમુદ્રથી પૂર્વે રાજપીપળા, ખાનદેશ, વાસદા ને ધરમપુર સુધીનો મુલક સુરત અઠ્ઠાવીસી નામે પ્રસિદ્ધ હતો. એમાંનો આશરે અડધો ભાગ હાલ ગાયકવાડના તાબામાં છે, અને બાકીનો અડધો ભાગ સુરત શહેર પરથી સુરત જિલ્લો કહેવાય છે.

સુરત જિલ્લો ગુજરાતની છેક દક્ષિણમાં કીમ અને દમણગંગા નદીની વચ્ચે આવેલો છે. કીમ નદી ભરૂચ જિલ્લાથી અને દમણગંગા નદી થાણા જિલ્લાથી એને જુદો પાડે છે.

**સીમા:**—ઉત્તરે-કીમ નદી ને તેની પેલી મેર ભરૂચ જિલ્લો તથા ગાયકવાડનો મુલક; પૂર્વે-રાજપીપળા, ગાયકવાડ, વાંસદા અને ધરમપુરનાં દેશી રાજ્યો; દક્ષિણે-દમણગંગા નદી, દમણ અને થાણા જિલ્લો; પશ્ચિમે-અરબી સમુદ્ર.

**વિસ્તાર:**—ચોર્યાસી તાલુકાથી લગભગ સોળગણો છે, એટલે

+ નાનાં દેશી રાજ્યનો જથો. ×ઘણા તાલુકા મળીને થએલો કલેકટરના તાબાનો મુલક.

એનું ક્ષેત્રફળ ૧૬૫૩ ચોરસ માઇલ છે. ઉત્તર દક્ષિણ લંબાઇ ૮૦ માઇલ છે, અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ઉત્તરમાં ૬૦ માઇલ અને દક્ષિણમાં ૧૫ માઇલ છે,

**ભાગઃ**—સુરત જિલ્લો ત્રણ કકડે વહેંચાયલો છે. ૧) ચોર્યાસી ને ઓરપાડ તાલુકો. ૨) માંડવી ને બારડોલી તાલુકો. ૩) જલાલપોર, ચીખલી, વલસાડ અને પારડી તાલુકો.

**ઉંચાણઃ**—સુરત જિલ્લાની નદીઓનો ઢાળ પૂર્વથી પશ્ચિમનો છે, તેથી માંડવી, બારડોલી અને ચીખલી તલુકાની જમીન દરીઆ કિનારે આવેલા ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર. વલસાડ અને પારડી તાલુકા કરતાં ઉંચી છે.

* ડુંગરોઃ—પારનેરા ને ×ડુંગરી

+ **ખનીજઃ**—નદીઓના મુખ આગળથી રેતી અને કાંકરા, ડુંગર માંથી સડક બાંધવાના પથરા, અને માંડવી તાલુકામાં અકીકના પત્થર નીકળે છે; વલસાડ પાસે ધરાસણામાં મીઠું પાકે છે.

**નદીઓઃ**—સુરત જિલ્લાની બધી નદીઓ પૂર્વથી પશ્ચિમમાં વહે છે, તેથીજ સુરત જિલ્લાનો ઢાળ પૂર્વથી પશ્ચિમનો છે.

(૧) **તાપી.**—(×૪૫૦) સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર માંડવી, કઠોદ, બહુધાન, ફુલપાલડા. અમરોલી રાંદેર, સુરત ને ઉંમરા છે.

---

* જમીન વધીને ઉંચી થઇ હોય તેને ટેકરો કહે છે. ઉચા ટેકરાને ડુંગરી કહે છે અને મોટી ડુંગરીને ડુંગર કહે છે. × સાત નાના ડુંગરો પરથી એ નામ પડયું. + ખાણમાંથી નીકળતો પદાર્થ.

× નદીની જમણી તરફના આંકડા નદીની લંબાઇના છે. તે નદીઓની સરખામણી કરવા આપેલા છે, ગોખવાના નથી.

(૨) મિંઢોળાઃ—(૪૦) ખાનદેશ અને સુરત જિલ્લાની વચ્ચેના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર બારડોલી કછોલી, લાછપોર ને ઉંભેર છે.

(૩) પૂર્ણાઃ—(૪૦) ડાંગના જંગલના પૂર્વ ભાગમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર બુહારી, નવસારી ને જલાલપોર છે.

(૪) અંબિકાઃ—(૪૦) ડાંગના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર ઉનાઇ, મટવાડ, કછોલી ને બીલીમોરા છે.

(૫) આરંગાઃ—(૧૨) ધરમપુરના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર વલસાડ ને કોસંબા છે.

(૬) પારઃ—(૨૦) પૂર્વના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર પારડી, હરીઆ, મગોદ, ને ઉંમરસાડી છે.

(૭) કોલકઃ—(૧૫) પૂર્વના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર [illegible]વાડા, બગવાડા ને કોલક છે.

(૮) દમણગંગાઃ—(૧૫) પૂર્વના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એનાપર દમણ છે.

(૯) કીમઃ—(૭[illegible]) રાજપીપળા ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એનાપર ઇલાવ, કઠોદરા, એ બંને ગાયકવાડી છે.

(૧૦) ક[illegible]રીઃ—(૧૮) વંસદાના ડુંગરમાંથી નીકળી અંબિકાને મળે છે. એનાપર દેણુઝા ચીખલી ને વાઘરેચ છે.

---

(૧૧) ખરેરાઃ—ધરમપુરના ડુંગરમાંથી નીકળી અંબિકાને મળે છે.

ખાડીઓઃ—સેના, કણાઇ, કાંથલ ને પરિઆળી.

જંગલોઃ— માંડવી તાલુકાનું તથા વાંસદા ને ધરમપુરના રાજ્યોનું એમાં વાઘ થાય છે, રીંછ ઝાડવીના જંગલમાંજ થાય છે.

**વરસાદ:**—૩૮ થી ૮૦ ઈંચ. વલસાડ, વાંસદા ને ધરમપોરના રાજ્યમાં ૮૦ ઇચ અને પારડી તાલુકામાં ૧૦૦ ઈંચ વરસાદ પડે છે. દરીઆ કિનારે જેટલો વરસાદ પડે છે તેટલો જ્યાં જ્યાં જંગલો છે ત્યાં પણ પડે છે.

**આબોહવા:**—સુરત જિલ્લો+ઉષ્ણકટિબંધમાં આવેલો છે. છતાં દરીઆ કિનારાના તાલુકામાં અંદરના તાલુકા કરતાં તાપ ઓછો પડે છે. પૂર્વ તરફના તાલુકામાં શિઆળામાં ઠંડી અને ઉનાળામાં તાપ વધારે પડે છે. માંડવી તાલુકામાં અને પારડી તાલુકાની પૂર્વમાં જંગલો હોવાથી એ બે તાલુકાનાં હવાપાણી સારાં નથી.

**વનસ્પતિ:**—ખજુરાં, તાડ, આંબા, આમલી, વડ, લીમડા, પીપળા, જાંબુડા, બાવળ, અનનાસ અને ફણસના ઝાડો. જંગલની પેહાસમાં સાગ, સીસમ, ખેર અને વાંસ થાય છે.

ખજુરાં ને તાડમાંથી તાડી નીકળે છે જેટલી તાડી આ જિલ્લામાં વપરાય છે, તેટલી હિંદુસ્તાનમાં કોઈ ઠેકાણે વપરાતી નથી.

**જનાવરો:**—બળદ, ગાય, ભેંસ, ઘોડા, બકરાં, ઘેટાં અને ગધેડાં, જંગલી જનાવરોમાં વાઘ, દીપડા, રીંછ, તરસ, શિઆળ, લોંકડી, સાબર, હરણ ને રોઝ છે. સઘળી નદીઓમાં માછલાં થાય છે. કોલક નદીનાં માછલાં વખણાય છે.

**વસ્તી:**—૬,૫૪,૦૦૦માણસની છે, એટલે ચોર્યાસી તાલુકાથી ૪ ગણી છે. હિંદુની ૮૬ ટકા. મુસલમાની ૮ ટકા. પારસીની ૨ ટકા એટલે ૧૨૧૫૬, જૈનની ૨ ટકા એટલે ૧૧.૭૮૫. એ સિવાય ખ્રિસ્તી, કોળી, દુબળા; ગામતા, ચોધરા ને નાયકડા વગેરેની છે.

+ઉષ્ણકટિબંધમાં સૂર્યનાં કિરણ સીધાં પડે છે, તેથી તાપ વધારે પડે છે.

**ધર્મ**:—હિંદુ લોક હિંદુધર્મ પાળે છે, તેમાં મુખ્ય શૈવ વૈષ્ણવ, સ્વામીનારાયણ ને કબીરપંથી છે.

મુસલમાનો **મુસલમાની ધર્મ** પાળે છે, અને હઝરત પેગંબર સાહેબને માને છે. એમાં શીઆ અને સુન્ની એવા બે પંથ છે.

પારસીઓ **જરસ્તોતી** ધર્મ પાળે છે, અને અગ્નિને પૂજે છે.

અંગ્રેજ તથા દેશી ખ્રિસ્તી **ખ્રિસ્તી** ધર્મ પાળે છે, અને ઇસુ ખ્રિસ્તને માને છે.

શ્રાવક લોકો **જૈનધર્મ** માને છે, ને તીર્થંકરને પૂજે છે, એમાં શ્વેતાંબર ને દિગંબર એવા બે પંથ છે.

**ભાષા**:—હિંદુ અને પારસીઓ **ગુજરાતી**, મુસલમાનો ઉર્દુ, અને અંગ્રેજ લોક અંગ્રેજી બોલી બોલે છે.

**ધંધો**:—મુખ્ય ધંધો **ખેતીનો** છે, કેટલાક **વેપાર** ને **કારીગરી** કરે છે, કેટલાક **મજુરી** ને **નોકરી** કરે છે.

**હુન્નર**:—રેશમનો ને ખરો ખોટો કસબ વણવાનો, લાકડાં સુખડ અને હાથીદાંત પર કોતરકામનો; કાપડ વણવાનો; હીંગળોક ને રસકપુર બનાવવાનો.

**જમીન**:—કાળી, ગોરાટ અને×બેસર એ ત્રણ જાતની છે. કાળી જમીનમાં કપાસ, ડાંગર ને જુવાર સારી થાય છે. જમીન બહુ રસાળ છે. થોડી મહેનતે ઘણો પાક થાય છે, તેથી લોકો શરીરે મજબુત નથી, પણ દરીઓ પાસે હોવાથી સાહસિક છે.

**ખેતીનો પેદાશ**:—ડાંગર, જુવાર, કપાસ, કોદરા, નાગલી, કઠોળ, શેરડી ને કેળાં. ડાંગર-બારડોલી. *જલાલપોર, ચીખલી ને

× કાળી ને ગોરાટના ગુણવાળી. * નકશામાં જગા બતાવવી.

વલસાડમાં જુવાર-ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી ને જલાલપોરમાં. કપાસ-ઓરપાડ, માંડવી, બારડોલી ને જલાલપોરમાં. કોદરા ને નાગલી-માંડવી, ચીખલી, વલસાડ ને પારડીમાં. શેરડી-વલસાડ, બારડોલી,જલાલપોર, ચીખલી ને પારડીમાં. ઘઉં-ઓરપાડમાં.

+ નિકાસ:—રૂ, અનાજ, તુવેરની દાળ, મહુડાં, ગોળ, સાગ, વાંસ, ઈંટ, રેશમી કાપડ, લુંગી ને કીનખાબ.

× આયાત:—નાળિએર, દોરડાં, સોપારી, પત્થર, લોઢાનો સામાન, ફરનીચર, કાચ, દારૂ, કોયલા, ખાંડ અને વિલાયતી કાપડ.

વ્યવહારનામાર્ગો:—૧)રેલ્વે માર્ગ. ૨) પાકી ને કાચી સડકનો માર્ગ. ૩) દરીઆ કે નદીનો માર્ગ. રેલ્વે-૧) બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઇંડિઆ રેલવે (બી બી. એન્ડ સી. આઇ. રેલવે.) ૨) ટાપ્ટી વ્હેલી રેલવે. ૩) બીલીમોરા કાલા આંબા રેલવે.

રેલવે:—(૧)બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઇંડિઆ રેલવેના ઉત્તરથી દક્ષિણનાં સ્ટેશનો-કીમ, સાયણ, ઉતરાણ, સુરત, ઉધના, સચીન, મરોલી, નવસારી, વેડછા, અમલસાડ, બીલીમોરા, ડુંગરી, વલસાડ, પારડી, ઉદવાડા, દમણ.

(૨) ટાપ્ટીવ્હેલીના પશ્ચિમથી પૂર્વનાં સ્ટેશનો-ઉધના, ચલથાણ, ગંગાધરા, બારડોલી, ટીંબરવા, મઢી.

(૩)બીલીમોરા કાલાઆંબા રેલવેનાં પશ્ચિમથી પૂર્વનાં સ્ટેશનો બીલીમોરા, ગણદેવી, કાલવચ, ચીખલી, રાનકુવા, ધોલીકુવા, અનાવલ ને ઉનાઇ.

+ બહારગામ જતો માલ. ×બહાર ગામથી આવતો માલ.

+જંકશન—ઉધના, બીલીમોરા.

પાકી સડક—સુરતથી ઓરપાડ થઇ હાંસોટ જવાની; સુરતથી દાંડી જવાની; સુરતથી નવસારી અને ચીખલી જવાની; કીમથી તડકેશ્વર થઇ માંડવી જવાની; માંડવીથી દેવગઢ જવાની; બીલીમોરાથી ચીખલી થઇ વાંસદા જવાની; વલસાડથી ધરમપુર જવાની.

×બંદરો—ભગવા, સુરત, નવસારી, બીલીમોરા, વલસાડ, ઉમરસાડી, કોલક. એમાં સુરત. બીલીમોરા ને વલસાડ મુખ્ય છે.

જાત્રાનાં ઠેકાણાં—હિંદુના-ફુલપાડા, ઉમરા, ભીમપોર. મોરા, કુંતા. બહુધાન, ને સરસ. પારસીનું-ઉદવાડા.

હવાખાવાની જગ્યા—હજીરો (ઢક), ડુમસ, ભીમપોર ને તીથલ.

પ્રખ્યાત *સ્થળો—સુરત, રાંદેર, સચીન, ડુમસ, ભીમપોર, ઓરપાડ, સુંવાળી, હજીરો, મોરા, સરસ, માંડવી, તડકેશ્વર, બહુધાન, બારડોલી, કડોદ, વાલોડ, જલાલપોર, નવસારી, બીલીમોરા, અમલસાડ, સીસોદરા, ચીખલી, ખેરગામ, વલસાડ, તીથલ, પારડી, બાલદા, બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક, ઉમરસાડી, ઉનાઇ, વાંસદા ને ધરમપુર.

## જિલ્લામાંનાં મુખ્ય ખાતાં, અધિકારીઓ અને તેમનાં કામકાજ.

રાજરીતિ—જિલ્લામાં અંગ્રેજ સરકારે પોતાના રાજ્યનો વહીવટ ચલાવવા માટે નીચે પ્રમાણે જુદાં જુદાં ખાતાં સ્થાપ્યાં છે, અને તેના અધિકારીઓ નીમ્યા છે.

---

+જ્યાં આગગાડીના રસ્તા મળે છે તે. ×નદી કે દરીઆ કાંઠે આવેલું ગામ કે જ્યાંથી ઘણો માલ વહાણ મારફતે આવ જા થતો હોય તે. *વિશેષ હકીકત રાજકીય વિભાગોમાં જુઓ.

(૧) **મહેસુલી ખાતુ**—જિલ્લાનો કારભાર કરનાર મુખ્ય અમલદાર **કલેકટર** સાહેબ છે. એમને મદદ કરવાને આસિસ્ટંટ કલેકટરો, ડેપ્યુટી કલેકટરો, એક ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટર અને એક હજુર ડેપ્યુટી કલેકટર હોય છે. દરેક તાલુકામાં તેમને મદદ કરવાને મામલતદાર રાખેલા હોય છે. એ બધા અમલદારો જમીનનું મહેસુલ ઉઘરાવે છે, અને ફોજદારી નાના ગુનાઓના ઇનસાફ કરે છે. જ્યારે ફોજદારી ગુનાનો ઇનસાફ કરે છે ત્યારે તેઓ માજીસ્ટ્રેટ કહેવાય છે.

(૨) **ન્યાય ખાતું**—લેણુદેણુ સબંધી તથા મોટા ફોજદારી ગુના જેવા કે ચોરી, ખૂન, લુટફાટ, વગેરેનો ઇનસાફ કરવાને જિલ્લામાં ન્યાયખાતાના મુખ્ય અમલદાર **ડિસ્ટ્રિકટ જડજ-સેશન્સ જડજ** હોય છે. એમના હાથ નીચે મુન્સફો હોય છે. સુરતમાં એક સેશન્સ જડજ-ડિસ્ટ્રિકટ જડજ, બે મુન્સફ અને એક સ્મૉલકૉઝ જડજ છે; ઓરપાડ ને વલસાડમાં એકેક મુન્સફ છે.

(૩) **પોલીસખાતું**—ગુના થતા અટકાવવાનું તથા ગુનેગારોને પકડી તેઓનો ઇનસાફ કરાવવા માજીસ્ટ્રેટ આગળ રજુ કરવાનું કામ જિલ્લાના મુખ્ય અમલદાર **પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટનું** છે. એમને મદદ કરવા ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, પોલીસ ઇન્સ્પેકટરો અને સબ ઇન્સ્પેકટરો હોય છે.

(૪) **બાંધકામ ખાતું**—સરકારી મકાનો, પૂલો વગેરે બાંધવાનું તથા સમરાવવાનું કામ કરનાર જિલ્લામાં બાંધકામ ખાતાના મુખ્ય અમલદાર **એકિઝકયુટિવ એંજીનીઅર** છે. એમની મદદમાં ઓવરસિઅરો હોય છે.

(૫) **દવાખાતું**—સરકારી નોકરો તથા ગરીબોને દવા કરવા માટે જિલ્લાના મુખ્ય શહેરમાં એક મોટી હૉસ્પિટાલ હોય છે તેના

ઉપરી સિવિલ સર્જન છે. એમના હાથ નીચે આસિસ્ટંટ સર્જન અને હોસ્પિટાલ આસિસ્ટંટો રાખેલા હોય છે. સુરતમાં બે. રાંદેર, ઓરપાડ, માંડવી. બારડોલી, કાલાઆવાડી, ચીખલી, બેરગામ, વલસાડ ને પારડીમાં એક હોસ્પિટાલ છે.

(૬) કેળવણીખાતું—જિલ્લાની પ્રજાની કેળવણી પર દેખરેખ રાખવાને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોય છે, અને એમના તાબામાં દરેક તાલુકામાં આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોય છે. એ સઘળાઓ નિશાળોની પરીક્ષા લે છે, અને દેખરેખ રાખે છે.

(૭) પોસ્ટખાતું—સરકારી તથા ખાનગી કાગળો; પારસલો; રૂપીઆ વગેરે લાવવા લઇ જવા માટે દરેક મોટા ગામોમાં પોસ્ટઓફિસો હોય છે.જિલ્લાના મુખ્ય શહેરમાં મોટી પોસ્ટઓફિસ હોય છે. તેના ઉપરી હેડ પોસ્ટ માસ્તર કહેવાય છે.

(૮) આબકારી ખાતું—કેફી ચીજો સરકારની પરવાનગી વગર રોપનાર અથવા વેચનારને પકડી શિક્ષાને માટે માજિસ્ટ્રેટને સોંપવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં મુખ્ય અમલદાર આબકારી ઇન્સ્પેક્ટર છે.

(૯) કસ્ટમખાતું—જળમાર્ગે આવતી ચીજોપર જગાત લેવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં મુખ્ય અમલદાર કસ્ટમ કલેકટર છે.

(૧૦) જંગલખાતું—જંગલોપર દેખરેખ રાખવાનું કામ કરે છે. એ ખાતાના જિલ્લામાં મુખ્ય અમલદાર ફોરેસ્ટ ઓફિસર છે.

(૧૧) મ્યુનિસિપલ ખાતું—શહેર તથા કસબાઓને સાફ રાખવાનું; પાણી પુરું પાડવાનું; પ્રાથમિક કેળવણી આપવાનું; સડકો પર પાણી છાંટવાનું; અને રાતે દીવા કરવાનું વગેરે કામ કરે છે.

એના ઉપરી પ્રેસિડંટ છે. તેમને મદદ કરવાને કમિશનરો, મ્યુનિસિપલ ચીફ્ઑફિસર, સેક્રેટરી વગેરે હોય છે. સુરત, રાંદેર, ને વલસાડમાં મ્યુનિસિપાલીટી છે.

ઉપર સિવાય જિલ્લામાં તાર ખાતું, રેલવે ખાતું, મીઠા ખાતું વગેરે ખાતાં હોય છે, અને એ દરેક ખાતાના ઉપરી અમલદારો જુદા જુદા હોય છે.

**રાજકીય વિભાગો:**—સુરત જિલ્લાના આઠ તાલુકા પાડેલા છે. તેનાં નામ નીચે પ્રમાણે છે:—

(૧) ચોર્યાસી. (૨) ઓરપાડ. (૩) માંડવી. (૪) બારડોલી. (૫) જલાલપોર. (૬) ચીખલી. (૭) વલસાડ. (૮) પારડી.

---

## (૧) *ચોર્યાસી તાલુકો.

આ તાલુકામાં ચોર્યાસી ગામ હતાં તેથી એ નામ પડયું છે.

**સીમા**—ઉત્તરે-ઓરપાડ તાલુકો ને તાપી નદી; પૂર્વે-ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે-ગાયકવાડનું રાજ્ય ને મિંઢોળા નદી; પશ્ચિમે-અરબી સમુદ્ર તથા ઓરપાડ તાલુકો છે.

**નદી**—તાપી ને મિંઢોળા. **વસ્તી**×—૧૬૫,૦૦૦ માણસની છે. સુરત શહેરની વસ્તી બાદ કરતાં તાલુકાની વસ્તી ૫૦,૦૦૦ માણસની છે.

---

* વિશેષ હકીકત સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાના "ભૂગોળ શિક્ષક" જેની કિંમત ત્રણ આના છે. તેમાં જુઓ.

× વસ્તીના આંકડા ગોખાવવાના નથી. પોતાના તાલુકા કરતાં વસ્તી વધારે છે કે ઓછી તે જાણવા માટે છે.

**મુખ્ય ગામો**—+**સુરત** (૧,૧૯,૮૦૦) તાપી નદીના ડાબા કાંઠા પર જિલ્લાનું મુખ્ય શહેર ને બંદર છે. બરફી, પાપડી, જમણુ, કીનખાબ, હાથીદાંત ને સુખડના કોતરકામને માટે પ્રખ્યાત છે. **રાંદેર**-(૧૦,૫૦૦) તાપી નદીના જમણા કાંઠાપર કસ્બો છે. એમાં સુન્ની વહોરાની વસ્તી વધારે છે. **કતારગામ**—કંતારેશ્વર મહાદેવના દહેરાને માટે તથા પાપડીને માટે પ્રખ્યાત છે. **ભાઠા, કુંભારીઆ. ઉમરા**—એમાં રામનાથ ઘેલાની જાત્રા ભરાય છે. **અમરોલી**—પહેલવહેલી રેલવે અહીં સુધી થઇ હતી. **કોસાડ. વરાછા**—અહીં પાણીની ટાંકી છે. **ફુલપાડા**—એ જાત્રાનું સ્થળ છે, અહીં હિંદુ લોકો મુડદાં દાટે છે તથા બાળે છે. **ભીમપોર ને ડુમસ**—એ સચીનના નવાબના તાબામાં છે. એ બે હવા ખાવાનાં ઠેકણાં છે. **સચીન**—એ નવાબ સાહેબની રાજધાનીનું મથક અને સ્ટેશન છે.

**સ્ટેશન**—ઉતરાન, સુરત, ઉધના ને સચીન.

**પેદાશ**—રૂ ને જુવાર.

**વિશેષ હકીકત**—આ તાલુકો બધા કરતાં નાનો છે. આ તાલુકાની દક્ષિણમાં ગાયકવાડી રાજ્યમાં મરોલી સ્ટેશન છે.

---

## (૨) ઓરપાડ તાલુકો.

**સીમા**—ઉત્તરે-કીમ નદી; દક્ષિણે-તાપી નદી ને ચોર્યાસી તાલુકો; પૂર્વે-ગાયકવાડનું રાજ્ય; પશ્ચિમે-ખંભાતનો અખાત છે.

**નદી**—કીમ ને તાપી. **ખાડી**—સેના.

**વસ્તી**—૬૨,૦૦૦ માણસની લગભગ છે.

---

+વિશેષ હકીકત સુરત શહેરના ભૂગોળ શિક્ષકમાં જુઓ.

મુખ્ય ગામો—ઓરપાડ-સેના ખાડી પર તાલુકાનું મુખ્ય ગામ છે. અહીં મુન્સફ કોર્ટ છે. રાંદેરથી ઓરપાડ સુધી પાકી સડક છે. કુડસદ; ભગવા ને દાંડી-એ બે બંદરો છે. મુંહલ્લા-સુરતથી પશ્ચિમે બાર માઇલ પર બંદર છે. અહીં અંગ્રેજ, વલંદા ને ફ્રેંચના વહાણો લંગારતાં હતાં. સરસ-એમાં સિદ્ધનાથ મહાદેવની અને મોરા-એમાં કુવાની જાત્રા ભરાય છે. હજીરા-એ હવા ખાવાનું સ્થળ છે, અહીં દીવાદાંડી છે, ગામનું નામ ઢકુ છે. કીમ ને સાયણ-એમાં કપાસ લોઢવાનાં જીનો છે.

સ્ટેશન—કીમ ને સાયણ.

પેદાશ—ઘઉં, જુવાર ને કપાસ.

વિશેષ હકીકત—આ તાલુકો બધા તાલુકા કરતાં મોટો છે. કાળી જમીન હોવાં છતાં વરસાદ ઓછો પડે છે તેથી ડાંગરનો પાક થતો નથી, અને ઘઉં તથા કપાસનો પાક થાય છે.

## (૩) માંડવી તાલુકો.

આ તાલુકાના સાત ટપ્પા એટલે ભાગ કર્યા છે. માંડવી, બહુધાન, પાતાલ, દેવગઢ, દઢવાડા, હવેલી અને બારગામ.

સીમા—ઉત્તરે-ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે-તાપી નદી ને બારડોલી તાલુકો; પૂર્વે-રાજપીપળા સંસ્થાન; પશ્ચિમે-ગાયકવાડનું રાજ્ય છે.

નદી—તાપી અને એને મળનારી વ્રેહ.

વસ્તી—૫૪.૦૦૦ માણસની લગભગ છે.

મુખ્ય ગામો—માંડવી-તાપી નદીપર તાલુકાનું મુખ્ય ગામ છે. એમાં હોસ્પિટાલ છે. * બહુધાન-તાપી નદીપર જાત્રાનું સ્થળ છે. અહીં બાર બાર વરસે જાત્રા ભરાય છે. ધંટોલી ને તડકેશ્વર.

* બહુધાન્ય ઉપરથી એ નામ પડ્યું.

પેદાશ—કોદરા, ડાંગર, જુવાર. રૂ ને દીવેલી.

વિશેષ હકીકત—માંડવી, ચીખલી, વલસાડ ને પારડીમાં ચોધરાં ને નાયકડાની વસ્તી છે, તેથી એ લોકો કોદરા ને નાગલી પકવે છે. જંગલને લીધે આ તાલુકાનાં હવા પાણી ખરાબ છે.

વરેલી ગામ આગળ તાપીને વહ નદી મળે છે. દેવગઢ તથા પાતાલમાં ડુંગરો આવેલા છે. અહીંના જંગલમાં વાઘ, રીંછ થાય છે. ચોમાસામાં અશ્વિનીકુમારથી બહુધાન સુધી નાની આગબોટ ફરે છે. નદી માર્ગે સુરત વાંસ જાય છે.

---

## (૪) બારડોલી તાલુકો.

સીમા—ઉત્તરે-તાપી નદી ને માંડવી તાલુકો; પૂર્વે-ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે-પૂર્ણા નદી, ગાયકવાડનું રાજ્ય ને જલાલપોર તાલુકો; ને પશ્ચિમે-ગાયકવાડનું રાજ્ય છે.

નદીઓ—તાપી, મિંઢોળા, પૂર્ણા ને એને મળનારી જાંખરી.

વસ્તી—૮૫.૦૦૦ માણસની લગભગ છે.

મુખ્ય ગામો—બારડોલી-મિંઢોળા નદીપર તાલુકાનું મુખ્ય ગામ છે. કડોદ-તાપી નદીપર છે, એમાં ઇમારતી લાકડાનો વેપાર ચાલે છે. સરભોણ. વાલોડ-જાંખરી નદીપર પેટામહાલ છે, એમાં +મહાલકારી રહે છે. મોટા, વરાડ. બુહારી-પૂર્ણા નદીપર. ઇઝામ, વાંકાનેર-એમાં ભાત સારું થાય છે. કસવાવ.

રેલ્વે સ્ટેશન—બારડોલી, ટીંબરવા ને મઢી.

પેદાશ—ડાંગર, જુવાર, કપાસ ને શેરડી.

---

+ મામલતદારથી ઉતરતી પંક્તિનો અમલદાર.

## (૫) જલાલપોર તાલુકો.

આ તાલુકો પૂર્ણા અને અંબિકા નદીની વચ્ચે આવેલો છે.

**સીમા**—ઉત્તરે-પૂર્ણા નદી, ગાયકવાડનું રાજ્ય ને બારડોલી તાલુકો; પૂર્વે-ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે-અંબિકા નદી ને ગણદેવી પરગણું; પશ્ચિમે-અરબી સમુદ્ર છે.

**નદી**—પૂર્ણા અને અંબિકા, એ બંને અરબી સમુદ્રને મળે છે.

**ખાડી**—કનાઇ. **વસ્તી**—૮૦,૦૦૦ માણસની લગભગ છે.

**મુખ્ય ગામો**—**જલાલપોર**-પૂર્ણા નદીપર તાલુકાનું મુખ્ય ગામ છે. એની પૂર્વમાં ગાયકવાડનો **નવસારી** કસ્બો છે, ત્યાંનો ગોળ વખણાય છે. **મટવાડ. કાલીઆવાડી**-એમાં હોસ્પિતાલ છે. **અબ્રામા, અમલસાડ, કછોલી, આટ, ખરસાડ, અજીગામ, પનાર. સીસોદરા**-એમાં કપાસ લોઢવાનો સંચો છે.

**સ્ટેશન**—નવસારી, વેડછા ને અમલસાડ.

**પેદાશ**—જુવાર, ડાંગર, રૂ. તલ, શેરડી, અનનાસ, ફણસ ને કેરી.

**વિશેષ હકીકત**—અમલસાડની આજુબાજુના ગામની જમીન આખા ગુજરાતમાં સૌથી વધારે રસાળ છે. આ તાલુકાની જમીન ઘણી રસાળ છે, તેથી આ તાલુકામાં વલસાડ તાલુકા સિવાય બીજા તાલુકા કરતાં વસ્તી વધારે છે, તથા મોટાં ગામો ઘણાં છે. આ તાલુકામાં કેરી, અનનાસ; ફણસ ને કેળાં સારાં થાય છે.

આ તાલુકાની દક્ષિણે અને ચીખલી તાલુકાની પશ્ચિમે ગાયકવાડી ગણદેવી પરગણું આવેલું છે, ત્યાંનો ગોળ વખણાય છે. બીલીમોરા જંકશન અને ગણદેવી સ્ટેશન છે. વાસણા, કોથા ને વેડછા સચીનના નવાબ સાહેબને તાબે છે.

## (६) ચીખલી તાલુકો.

સીમા—ઉત્તરે-અંબિકા નદી ને ગણદેવી પરગણું; પૂર્વે વાંસદાનું રાજ્ય; દક્ષિણે-ધરમપુરનું રાજ્ય; પશ્ચિમે ગણદેવી પરગણું ને વલસાડ તાલુકો છે.

નદી—અંબિકા અને એને મળનારી કાવેરી તથા ખરેરા.

વસ્તી—૫૦,૦૦૦ માણસની લગભગ છે.

મુખ્ય ગામો—ચીખલી-કાવેરી નદીપર તાલુકાનું મુખ્ય ગામ છે. દેગામ, ખેરગામ-એમાં હોસ્પિતાલ છે આલીપોર ને ગણદેવા.

સ્ટેશન—ચીખલી ને રાનકુવા.

પેદાશ—ડાંગર, કોદરા, દીવેલી ને શેરડી.

વિશેષ હકીકત—આ તાલુકાની પૂર્વ તરફ ગાયકવાડ, વાંસદા ને ધરમપોરના રાજ્યોની હદ મળે છે, ત્યાં આગળ વાંસદાની ઉત્તરે ૬ માઇલ પર અંબિકા નદીપર દેવકી ઉનાઇનો ઉના પાણીનો કુંડ છે. અહીં દર વરસે ચૈત્ર સુદ ૧૫ની જાત્રા ભરાય છે. ઉનાઇ સ્ટેશન છે.

---

## (७) વલસાડ તાલુકો.

આ તાલુકો અંબિકા ને પાર નદીની વચ્ચે આવેલો છે.

સીમા—ઉત્તરે-અંબિકા નદી ને ગણદેવી પરગણું. પૂર્વે-ચીખલી તાલુકો ને ધરમપુરનું રાજ્ય; દક્ષિણે-પાર નદી; પશ્ચિમે-અરબીસમુદ્ર છે.

ડુંગરો—ડુંગરી; પારનેરા-એનાપર માતાનું દહેરું છે.

નદી—અંબિકા, કાવેરી, ખરેરા, ઔરંગા ને પાર.

વસ્તી—૮૦,૦૦૦ માણસની લગભગ છે.

મુખ્ય ગામો—વલસાડ-કાવેરી નદીપર તાલુકાનું મુખ્ય ગામ

તથા બંદર છે. આ બંદરેથી ઇમારતી ને બાળવાના લાકડાં. અનાજ ગોળ ને ઇંટ બહારગામ જાય છે. છરવાડા, અદેલી, આલવેલ, ઉડાચ, બીગરી, કોસંબા-એમાં દીવાદાંડી છે. હરીઆ.

સ્ટેશનઃ—ડુંગરી ને વલસાડ.

પેદાશઃ—ડાંગર, કોદરા, દીવેલી, નાગલી, ચણા, વાલ, કેરી ને કેળાં.

વિશેષ હકીકતઃ—વલસાડની પશ્ચિમમાં બે મૈલપર તીથલ હવાખાવાનું સ્થળ છે. ડુંગરી સ્ટેશનથી પશ્ચિમમાં એક ગાઉ ઉપર ધારાસણામાં મીઠું પાકે છે. આ તાલુકામાં પાલન નામનું મોટું તળાવ છે. તેમાં કમળનાં ફૂલ, પોયણી તે શીંગોડા પુષ્કળ થાય છે. અંબિકા અને ઔરંગા નદીના કાંઠ પરની જમીન વધારે રસાળ છે.

---

## (૮) પારડી તાલુકો.

આ તાલુકો સુરત જિલ્લામાં સૈથી દક્ષિણમાં પાર ને દમણગંગા નદીની વચ્ચે આવેલો છે.

સીમાઃ—ઉત્તરે-પાર નદી; પૂર્વે-ધરમપુરનું રાજ્ય; દક્ષિણે-દમણગંગા નદી ને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

નદીઃ—પાર, કોલક, ને દમણગંગા. એ ત્રણે અરબી સમુદ્રને મળે છે. કોલક નદીનાં માછલાં વખણાય છે.

ખાડીઃ—કોથલ, એ પાર ને કોલક નદીની વચ્ચે આવેલી છે.

વસ્તીઃ—૫૮,૦૦૦ માણસની લગભગ છે

મુખ્ય ગામોઃ—પારડી-પાર નદીપર તાલુકાનું મુખ્ય ગામ છે. બગવાડા-કોલક નદીપર છે. અહિં કિલ્લો છે. કુંતા-એમાં દર વરસે કુંતેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે. ઉદવાડા-પારસીઓનું

જાત્રાનું ઠેકાણું છે. કોલક-કોલક નદીપર બંદર છે, ઉંમરસાડી-પાર નદીપર બંદર છે,

**સ્ટેશન:**—પારડી, ઉદવાડા ને દમણ.

**પેદાશ:**—ડાંગર, કોદરા, દીવેલી, શેરડી, નાગલી, ચણા ને વાલ.

---

## સુરત એજન્સિ.

સુરત જિલ્લાની પાસે આવેલાં સચીન, વાંસદા, ધરમપુર અને ડાંગનું રાજ્ય સુરત એજન્સિને નામે ઓળખાય છે. સુરત જિલ્લાના કલેકટર આ ચારે નાનાં રાજ્યોના પોલિટિકલ એજંટ છે. આ એજન્સિનો વિસ્તાર સુરત જિલ્લા જેટલો છે, પણ વસ્તી સુરત જિલ્લાથી ત્રીજે ભાગે એટલે ૨૮૦,૦૦૦ માણસની છે. વાંસદા, ધરમપુર અને ડાંગના મુલકો જંગલથી ભરપુર છે. સચીન સંસ્થાનની જમીન સપાટ ને રસાળ છે.

---

### (૧) સચીનનું રાજ્ય.

આ રાજ્યના ગામો ચોર્યાસી તથા જલાલપોર તાલુકામાં છુટક છુટક આવેલાં છે, સચીનના નવાબ જંજીરાના નવાબના વંશના છે, વિસ્તાર ૬૨ ચોરસ માઇલ છે, ને વસ્તી ૨૧૦૦૦ માણસની છે.

**મુખ્ય ગામો:**—**સચીન**-એમાં નવાબ સાહેબનો મહેલ તથા તેમની કચેરી છે. એ રેલ્વે સ્ટેશન છે. **ભીમપોર** ને **ડુમસ**-દરીઆ કિનારા પર હવા ખાવાનાં ઠેકાણાં છે. **લાછરસ**-એમાં મહેલ છે.

**પેદાશ:**—જુવાર, કપાસ, ડાંગર, ને શેરડી.

---

## (૨) વાંસદાનું રાજ્ય.

ચીખલી તાલુકાની પૂર્વમાં આવેલું છે. વિસ્તાર ૨૪૦ ચોરસ માઇલ છે. પણ વસ્તી સચીનના રાજ્યથી બમણી છે.

**સીમાઃ**—ઉત્તરે-ગાયકવાડી રાજ્ય ને અંબિકા નદી; પૂર્વે-ગાયકવાડનું રાજ્ય ને ડાંગનું રાજ્ય; દક્ષિણે-ધરમપુરનું રાજ્ય ને નાશક જિલ્લો; પશ્ચિમે-ચીખલી તાલુકો છે.

**નદીઃ**—અંબિકા ને એને મળનારી કાવેરી.

**મુખ્ય ગામોઃ**—**વાંસદા**-બીલીમોરાથી પૂર્વે ૨૫ માઇલપર રાજધાનીનું મથક છે. વાંસદાના રાજા સોલંકી રજપુત છે. **બીનાર, ને કાંબળા** એ મોટાં ગામ છે.

**પેદાશઃ**—નાગલી, કોદરા, મહુડા, ખજુરાં, ઇમારતી લાકડું, ને સીસમ.

---

## (૩) ધરમપુરનું રાજ્ય.

આ રાજ્ય વાંસદાના રાજ્યની દક્ષિણે આવેલું છે. વિસ્તાર ૮૦૦ ચોરસ માઇલ છે, પણ વસ્તી સચીનના રાજ્યથી પાંચ ગણી છે. કાળીપરજની વસ્તી વધારે છે. ડુંગરો ને જંગલો ઘણાં છે તેથી હવા ખરાબ છે.

**સીમાઃ**—ઉત્તરે-ચીખલી તાલુકો ને વાંસદાનું રાજ્ય; પૂર્વેઃ-પેંઠ ને સુરગણાનો મુલક; દક્ષિણે-પેંઠ, દમણ ને થાણા; પશ્ચિમે-વલસાડ ને પારડી તાલુકો છે.

**નદીઃ**—અંબિકા, ઔરંગા, વાંકી, પાર, કોલક ને દમણગંગા.

**મુખ્ય ગામોઃ**—**ધરમપુર (રામનગર)**-વલસાડથી પૂર્વે ૧૮ માઇલપર રાજધાનીનું મથક છે. ધરમપુરના રાણા સીસોદીઆ રજપુત

છે. રૂથલા, આછાવણી ને ગોડથળ મોટાં ગામ છે.

**પેદાશ:**—ભાત, નાગલી, ને ઇમારતી લાકડું

## (૪) ડાંગનું રાજ્ય.

એ સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે આવેલું છે. વિસ્તાર ૬૬૦ ચોરસ માઇલ છે, પણ વસ્તી સચીનના રાજ્યથી પોણી છે. ભીલની વસ્તી વધારે છે. એનાપર ભીલ સરદારોનો અમલ છે. એમાં પર્વતો અને ખીણો છે. ને તેમાં ઘણે ઠેકાણે ઘાડાં જંગલો છે.

**મુખ્ય ગામ:**—ડાંગ-એ રાજધાનીનું મથક છે.

**પેદાશ:**—જુવાર, બાજરી બટાટા, ઘઉં ને સાગ.

## પુનરાવર્તનના પરીક્ષક પ્રશ્નો.

૧. સુરત જિલ્લામાં આવેલાં બંદરો ગણાવો.
૨. સુરત જિલ્લામાં મોટામાં મોટો અને નાનામાં નાનો કયો તાલુકો છે.
૩. જિલ્લામાં આવેલાં જાત્રાનાં ઠેકાણાં કહો.
૪. સુરત જિલ્લામાં જ્યારે રેલવે નહોતી ત્યારે વેપાર શી રીતે ચાલતો હતો.
૫. જાત્રાથી શો લાભ ?
૬. ગામની હવા શહેરના કરતાં સારી હોવાનાં કારણો ગણાવો.
૭. સુ ત જિલ્લાની પાસે કઇ એજન્સિ આવેલી છે ? એ એજન્સિમાં કયાં કયાં રાજ્યો આવેલાં છે ? અને તેમાં સૌથી મોટું રાજ્ય કયું છે ?
૮. સુરત જિલ્લામાં જંગલો કયાં કયાં છે ? ને તેમાં શી પેદાશ થાય છે ?

૯. સુરત જિલ્લાના લોકો શરીરે મજબુત નથી તેનું કારણ શું
૧૦. સુરત જિલ્લાની મુખ્ય નદીઓ ગણાવો.
૧૧. નીચેની જગાઓ શું છે ? ક્યાં છે ? શાને માટે પ્રખ્યાત છે ? સુરત, ડુમસ, તીથલ, હજીરો, બહુધાન, બારડોલી, બેરગામ, વલસાડ, ધારાસણા, ઉદવાડા, નવસારી.
૧૨. સુરત, બહુધાન, કોસંબ, દમણ, ચીખલી, ઓરપાડ, માંડવી, ઉનાઇ એ કઇ નદીપર છે ?
૧૩. તાપી, મિંઢોળા, પૂર્ણા, અંબિકા ઔરંગા, ને કીમ નદીપર આવેલાં ગામો ગણાવો.
૧૪. પૂર્વમાંથી પશ્ચિમમાં વહેનારી નદીઓ ગણાવો.
૧૫. તમે જે જિલ્લામાં રહો છો તેમાં કયા કયા તાલુકા છે ? અને તે તાલુકાઓ તમારા તાલુકાથી કઇ દિશામાં છે ?
૧૬. ઓરપાડ, માંડવી, બારડોલી, વાલોડ, જલાલપોર, નવસારી, બીલીમોરા, વલસાડ, વાંસદા, ઉનાઇ, ઉદવાડા, એ સુરતથી કઇ દિશામાં છે ?
૧૭ પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું કયું અને તે ક્યાં આવ્યું ?
૧૮ સુરત જિલ્લાના કયા કયા તાલુકા દરીઆ કિનારે આવેલા છે ?
૧૯ પારડી ને માંડવી તાલુકાની હવા સારી ન હોવાનું કારણ શું ?
૨૦ સુરતથી ઉદવાડા જતાં કયાં કયાં સ્ટેશનો અને જંકશનો આવે તે અનુક્રમે ગણાવો.
૨૧. સુરત જિલ્લામાં કઇ કઇ રેલવે આવેલી છે ?
૨૨. સુરત જિલ્લાના કયા તાલુકામાં રેલવે નથી ? કયા કયા તાલુકામાં ડુંગરો છે ?

૨૩. ઉમરસાડી બંદરેથી વહાણમાં બેસી દાંડી જતાં વચમાં કઇ કઇ નદીઓના મુખ તથા બંદરો આવે ?

૨૪. તમે જે તાલુકામાં રહો છો તેમાં કયાં મોટાં ગામો, નદીઓ ને સ્ટેશન છે ?

૨૫. માંડવી ને વરીઆવ, એ બેમાં કયું ગામ ઉંચી જગા પર છે? અને તે તમે શા આધારે કહો છો.

૨૬. સુરત જિલ્લામાંથી કયા કયા ખનીજ પદાર્થ નીકળે છે ?

૨૭. સુરત જિલ્લામાં કયો કયો પાક સારો થાય છે ?

૨૮. સુરત કરતાં પારડીમાં વધારે વરસાદ પડવાનું કારણ શું ?

૨૯. કાળી જમીનમાં કયો કયો પાક સારો થાય છે ?

૩૦. સુરત જિલ્લાની નિકાસ તથા આયાત ગણાવો.

૩૧. સુરત જિલ્લામાં મુખ્ય કયાં કયાં ખાતાં છે ને તેના મુખ્ય અમલદાર કયા કયા ?

૩૨. રાંદેર, તડકેશ્વર, બીલીમોરા, ચીખલી, ઓરપાડ, હજીરા, વલસાડ, માંડવી, તીથલ, જલાલપોર, અમલસાડ, કડોદ, નવસારી એ નકશામાં બતાવો, અને બારડોલીથી કેટલે અંતરે છે તે ભરીને કહો. (સૂચના-સ્કેલની સમજ આપ્યા પછી પ્રશ્ન પૂછવો)

૩૩. સુરત જિલ્લાના દરેક તાલુકાના મોટાં મોટાં બબ્બે ગામ અને નદીઓ લખો.

૩૪. તાપી, મિંઢોળા, પૂર્ણા, અંબિકા. એ નદી કયા કયા તાલુકામાં આવી છે ?

૩૫. ચીખલી તાલુકાની પૂર્વમાં કયું દેશીરાજ્ય છે ? ધરમપુરની ઉત્તરમાં કયું દેશીરાજ્ય છે ?

૩૬. સુરત જિલ્લાના કયા તાલુકામાં મુસલમાની રાજ્ય છે ?

૩૭. તમારા જિલ્લાના કલેક્ટર, પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ, ડિસ્ટ્રિક્ટ જડજ, સિવિલ સર્જન, એક્ઝિક્યુટિવ ઇંજનેર, ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનાં નામ કહો.

૩૮. નાગલી ને કોદારાનો પાક કયા કયા તાલુકામાં થાય છે અને તે ઉપરથી તમે શું અનુમાન કરો છો.

૩૯. સુરત જિલ્લામાં દીવાદાંડી કયાં કયાં છે ? ?

૪૦. કતારગામ, પારનેરા, ગણદેવી, ચીખલી, કડોદ, સરસ, જલાલપોર, દાંડી, સચીન, વાલોડ શું છે ? કયાં છે ? શાને માટે પ્રખ્યાત છે ?

૪૧. પારડી તાલુકો દરિયા કિનારે હોવા છતાં હવા સારી નથી તેનું કારણ સમજાવો.

૪૨. સુરત જિલ્લામાં મ્યુનિસિપાલિટી કયાં કયાં છે ? હોસ્પિટાલો કેટલી છે અને તે કયા કયા ગામોમાં છે ? મુન્સફની કચેરી કયાં કયાં છે ને કેટલી છે ?

૪૩. સુરત, વલસાડ ને બીલીમોરામાં વધારે વસ્તી હોવાનું કારણ શું ?

૪૪. સુરતથી પાકી સડકને રસ્તે વાંસદા જવું હોય તો રસ્તામાં કયાં કયાં મોટાં ગામ આવે ?

૪૫. કયા કયા તાલુકાની હવા તંદુરસ્ત છે ?

૪૬. સુરત જિલ્લાના કલેક્ટર સાહેબને કયા કયા હોદ્દા છે ?

૪૭. વલસાડ ને જલાલપોર તાલુકામાં વસ્તી વધારે હોવાનું કારણ સમજાવો.

૪૮. ઓલપાડ તાલુકામાં કાળી જમીન છતાં ડાંગર કેમ થતી નથી ?

૪૯. નીચેની જગ્યાઓ નકશાના ખોખામાં પૂરો.
સુરત, ધરમપુર, જલાલપુર, રાંદેર, વાંસદા, નવસારી, સચીન, ઉનાઇ, બીલીમોરા, ડુમસ, ઉંમરસાડી. અમલસાડ, બીમપોર, કોલક, સીસોદરા, ઓરપાડ. ચીખલી, સુહાળી, ઉદવાડા, ખેરગામ, હજીરા, કુંતા, વાલોડ, મોરા, કડોદ, સરસ, બારડોલી તડકેશ્વર, બહુધાન.
૫૦. કાંઠાના લોકોનો મુખ્ય ધંધો કયો છે ?
૫૧. કીમ સ્ટેશનથી આગગાડીમાં બેસી દમણ જતાં વચમાં કઇ કઇ નદીઓ આવે તે અનુક્રમે ગણાવો.
૫૨. તમારા જિલ્લાના જે તાલુકામાં રેલવે નથી, તે તાલુકામાં જાત્રાનું સ્થળ કયું છે ?
૫૩. ઓરપાડથી ઉંમરસાડી જવું છે તો કયે રસ્તે જશો ?
૫૪. નકશામાં રેલવે અને પાકી સડક શા રીતે ઓળખાય ?
૫૫. નકશામાં નીચેની જગાઓ બતાવો.
સુરત, વલસાડ, માંડવી, જલાલપોર, ચીખલી, ઉદવાડા, બહુધાન, ઓરપાડ, તડકેશ્વર, બીલીમોરા, ઉમરસાડી, બારડોલી, કડોદ, અમલસાડ, તીથલ, હજીરા.
૫૬. દેવકી ઉનાઇના કુંડનું પાણી ઉનું શા કારણથી હશે ?
૫૭. સુરત જિલ્લામાં કયાંની જમીન વધારે રસાળ ?

સમાપ્ત.

ત્રીજી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ત્રણ આના.
ત્રીજા ધોરણનો " મુખગણિત શિક્ષક" અઢી આના.

# ત્રિવેદિ વાચનમાળાના અર્થો.

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૧લાના | ૦-૪-૦ | પુસ્તક ૫માના | ૦-૮- |
| પુસ્તક ૨જાના | ૦-૫-૦ | પુસ્તક ૬ઠ્ઠાના | ૦-૯- |
| પુસ્તક ૩જાના | ૦-૬-૦ | પુસ્તક ૭માના | ૦-૧૦- |
| પુસ્તક ૪થાના | ૦-૭-૦ | કન્યા વાચનમાળા ત્રણે ભાગ અર્થની નોટો તૈયાર છે. | |

## મેસર્સ. સી. ડી. શાહ, એન્ડ કો૦ કૃત.

| | | | |
|---|---|---|---|
| પહેલીના અર્થ | ૦-૨-૬ | છઠ્ઠીના અર્થ | ૦-૯- |
| બીજીના ,, | ૦-૪-૦ | સાતમીના ,, | ૦-૧૦- |
| ત્રીજીના ,, | ૦-૫-૦ | કન્યા ૧લીના ,, | ૦-૪- |
| ચોથીના ,, | ૦-૭-૬ | કન્યા ૨જીના ,, | ૦-૫-૦ |
| પાંચમીના ,, | ૦-૮-૦ | કન્યા ૩જીના ,, | ૦-૭-૦ |

## “ ડિક્ટેશન શિક્ષક ”

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦-૨-૦ | ત્રીજીનો | ૦-૩-૦ |
| પહેલીનો | ૦-૨-૬ | ચોથીનો | ૦-૪-૦ |
| બીજીનો | ૦-૩-૦ | પાંચમીનો | ૦-૪-૦ |

☞ દરેક ધોરણના “મુખગણિત શિક્ષક” તૈયાર

ગુજરાતની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩

મુંબઈ ઈલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ા

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪

**છગનલાલ મોતીરામ શાહ.**

“મુખગણિત શિક્ષક” વગેરેના કર્તા, શાહપો

**બુકસેલરઃ—લલ્લુભાઇ નારણદાસ લીમડાચો**